૧૦૭૩૯

ઓ

# સ્વરાજ્ય અને શાન્તિ

[ મહાત્મા ગાંધીજી ઉપરી [illegible] ઐતિહાસિક,
માર્મિક, ધાર્મિક [illegible] ]

લેખક,

ગુરુકુલ ભારતના આદ્યુ[illegible] સંસ્થાપક પ્રચંડ તાર્કિક
દર્શન, ઉપનિષદના ભાષ્યકાર અનેક [illegible] ના કર્તા,
શાસ્ત્રાર્થવિજયી, મહાન ત્યાગી

**વૈદિકતત્વજ્ઞ સ્વ૦ સ્વા૦ દર્શનાનંદ સરસ્વતી.**

પ્રકાશક,

**ભગવદ્દત્તમ કુમકડળી, બદાયૂં સિટી, (યૂ. પી.)**

પહેલીવાર } રામનવમી ૧૯૭૮
રાષ્ટ્રીય સપ્તાહ ૧૯૨૨ { કીં. ૦–૧–૦

पतित

१:-इस हिंदी ग्रंथ में स्पर्शास्पर्श तथा अंत्यजोद्धार संबंधो संपूर्ण विषयों पर नीचे के लेख और व्याख्यान हैं.

१ हिंद जातिका इतिहास ... .. ला लाजपतराय
२ आफ्रिका के पतित बनने के नमूने मि एंड्रुज
३ पतित जातियां (पूर्ण निबंध) ... . बडोदा नरेश
४ अधमोद्धार . ... स्व गोखले
५ अस्पृश्यता हिंदू जाति का कलंक .. म. गांधी
६ हिंदू धर्म की चिंताजनक स्थिति स्व रमेशचंद्रदत्त
७ मनुष्य सब समान हैं स्व.ला मा तिलक
८ अन्त्यजों के संस्कार आदि ... श्रीराम शर्मा
९, सूरा चमार की गंगायात्रा ,,
१० शास्त्र, इतिहास रूढि के दृश्य इत्यादि ,,

मूल्य ८॥-) विद्यार्थी तथा अत्यज भाइयों से ॥=).

२. 'बडोदानरेशके राष्ट्रीय प्रसिद्ध व्याख्यान.' उनके जीवन चरित्र तथा भिन्न १० मनोरंजक चित्रों सहित कीमत. १॥) विद्यार्थियौसे १).

३. अन्य हिंदी ग्रंथ भी हमारे यहांसे मिलेंगे.

भगवद्दर बधुमंडली. *Buduun City.* Via-MUTARA

---

Printed By M T Patel-at The Suryaprakash Press
AHMEDABAD 8—4—22

ઓ૩મ્

# સ્વરાજ્ય અને શાન્તિ.

---

આજે* હિંદુસ્તાન આખાના નવી કેળવણી પામેલા વર્ગની કૃપાથી સ્વરાજ્યનો વિચાર પ્રસરી રહ્યો છે જ્યારે સ્વરાજ્ય મળશે ત્યારે જ શાન્તિ મળશે એમ જ દરેક જણ માની રહેલ છે. રાજનૈતિક આગેવાનો તો એ વાતને પુરજોશ કરી રહ્યા છે, પણ શું એ ખરું છે કે સ્વરાજ્યથી દેશમાં શાન્તિ ફેલાશે, અને દેશનું કલ્યાણ થશે? જો આપ સ્વરાજ્ય શબ્દ ઉપર જરા ગૂઢ દૃષ્ટિએ વિચાર કરો તો આપણા આ વિચારમાં ઘણી નબળાઇઓ નજરે આવશે. શું ઇંગ્લાન્ડમાં સ્વરાજ્ય નથી? જો છે તો અમેરિકા સમેત અંગ્રેજ સમારના દેશો આ શા માટે ભ્રમણ કરી ગયા છે કે જે અસલના બાદશાહોથી વધારે પૃથ્વી ઉપર શાસન કરે છે અને જેના રાજ્યમાં કહેવાય છે કે–સૂર્ય અસ્ત પામતો નથી, અને જેની પ્રજાની સંખ્યા ત્રીસ કરોડ ઉપર છે શું કોઇ એવું દુઃખ છે કે જે સામાન્ય માણસને તો થાય અને સાંથી મોટા બાદશાહને ન થાય. જેમ સામાન્યના મા બાપ મરી જાય છે તેમ મોટા બાદશાહોના પણ મરી જાય છે, જો કંગાલોના બચ્ચા જવાનીમાં મરી જાય છે તો મોટા

---

* લગભગ સને ૧૯૦૭માં આ પુસ્તિકા દેશદાઝચિંતક શ્રી સ્વામી દર્શનાનંદજીએ લખી હતી. હાલના વાતાવરણની શુદ્ધિ માટે મહાત્મા ગાંધીની વિચારસરણીને અનુકૂલ તેમજ તેમના સત્ય સિદ્ધાન્તને પુષ્ટિ આપનાર લાગવાથી મૂળ હિંદીનું આ ભાષાંતર ગુજરાતી બંધુ ભગિની આગળ મૂકું છું. [illegible]

બાદશાહોના ગાદી વારસ પણ જો ગરીબ રોગી થઈને દુઃખ પામે છે તો મોટા બાદશાહો પણ તેમજ જ નિર્ધન ચિંતાઓમા સપડાય છે તો મોટા બાદશાહો પણ તે જ દશામા જોવામા આવે છે. એવુ કોઇ પણ દુઃખ નથી જે ગરીબને તો થાય અને બાદશાહ તેનાથી બચી જતા હોય. જો ગરીબની જરૂરીયત પાચ આનાની છે અને તેને ચાર જ આના મળે છે તો તે પોતાનુ ખોટનુ દુઃખ રડે છે તો બાદશાહ પણ મનોવાંછિત જરૂરીઆતોને પુરી કરવા મથે છે અહીં વિચારક માણસ સમજી શકે છે કે મોટા મોટા બાદશાહો પણ શાન્તિની શોધમા રહ્યા કરે છે જુઓ ઇંગ્લાન્ડમા પૂર્ણ સ્વરાજ્ય છતા શુ ચોરી, વ્યભિચાર, કસાઇ, નથી ? વર્તમાનપત્રો વાચો ! ત્યારે આ દોષોના પુષ્કળ દાખલા જડી આવશે જો સ્વરાજ્યથી શાન્તિ મળત તો માણુસો એવા બુરા કામ કેમ કરત ? કેમકે જ્યારે મનુષ્ય જરૂરીઆતોને લઇને કટાળે છે ત્યારે જ એવા નીચ કર્મ કરવા તૈયાર થાય છે

શુ સ્વરાજ્યથી ઇંગ્લાન્ડમા બધા માણસો સુખી છે ? નહીં, ત્યા લાખો માણુસો પડ્યા છે જેમને પોતાનુ ઘર નથી અને મહા મુસીબતે તેમના પેટ ભરાય છે, જ્યારે ઉચ્ચ સભ્યતાના કેન્દ્ર સ્વરાજ્યવાળા દેશની આ અવદશા છે તો આપણે કેમ કરીને સ્વરાજ્યથી સુખ ભોગવી શકીશુ ? શુ ફ્રાન્સમા સ્વરાજ્ય નથી ? ત્યારે ત્યા કેમ વિપ્લવ અને હડતાલ પડે છે ? જો સ્વરાજ્યથી શાન્તિ થાત તો ફ્રાન્સમા કદી પણ વિપ્લવ થવા જોઇએ નહિ. કેમકે ત્યા પારકુ શાસન નથી રૂસમા વિપ્લવ થયા કરે છે, શુ ત્યાં પારકો શાસક છે ? મતલબ કે સસારનો કોઇ પણ દેશ એવો નથી કે જ્યાની પ્રજા આનદ અને શાન્તિ ભોગવતી હોય.

જાપાનમા દુષ્કાળ પડયો, હજારો માણસોએ કષ્ટ વેઠયુ, જ્યાં જુઓ ત્યાં શાન્તિ કોઇપિ જડતી નથી. જે પશ્ચિમના દરેક દેશમા સ્વરાજ્ય છે શું ત્યાં શાન્તિ છે? જો ત્યાં શાન્તિ હોત તો દિવસે દિવસે નવા નવા પ્રકારની બંદુકો, તોપો, ડાઇનામેટના ગોળા અને ધૂમાડા વગરના દારૂ વગેરેની શોધ કેમ થાત? શુ આ પદાર્થ માણુસના ભોજનવસ્ત્ર સમા અગર બીજા કોઇ પ્રકારના સુખ સાધન છે? એથી શુ લાભ? ફક્ત એટલુ જ ને કે માણુસો ભયના રોગથી બચી શકે, કેમકે તે દરેક દેશમા પરસ્પર ભય ભરલો છે

ઈંગ્લાડ અને જર્મનીમાં વ્યાપાર અને સૈનિક બળમાં મુકાબલો જામી રહ્યો છે, રૂસ અને ઇગ્લાંડમા પરસ્પર ભય રહ્યા કરે છે, પ્રત્યેક દેશમા ભયરોગ નવીન નવીન શોધો કરવાને લાચાર કરી રહેલ છે શુ જે માણુસના મનમાં બીલકુ ભય રહેલો હોય ત્યા શુ શાન્તિ રહેલી કહી શકાય? નિત્ય નવી શોધોની જરૂરીઆત શુ શાન્તિમય સ્વરાજ્ય છે?

બારીક નજરે જોનાર માણુસ સ્વરાજ્યવાળા દેશોમાં પણુ શાતિ જોતો નથી, ત્યારે સ્વરાજ્યથી શાંત થશે, એ કથન કયાં લગી સત્ય હોઇ શકે? જો આપણે એવા સ્વરાજ્યને શાંતિનું કારણુ સમજતા હોઇએ તો આ પ્રતિજ્ઞાસૂત્ર મિથ્યા જ હોય કેમકે ત્યા શાતિ નથી, વળી ત્યાં સેનાસુધારનું શિક્ષણુ તેને અશાન્તિ રોગનો દરદી સિદ્ધ કરી રહેલ છે જે માટે ત્યાના બધા મસ્તિષ્ક લાગી રહ્યા છે દ્રવ્ય તથા સમય નષ્ટ થઈ રહ્યો છે આવી દુર્દશાને શાતિ કહેવી કઇ રીતે મુનાસબ હોઇ શકે? આપણે વાસનાઓના ગુલામ થઇને સ્વરાજ્યની ઇચ્છા કરવી ન ઘટે, વળી ખૂબ વિચારવુ જોઇએ કે શાતિનું કારણુ સ્વરાજ્ય છે કે નહિ? જો છે, તો કઇ રીતે? સ્વરાજ્ય કેટલા પ્રકારનું છે? તે પૈકી આપણુને કયો હિતાવહ છે,

અને આપણે ક્યાંને પ્રાપ્ત કરી શકીએ છીએ જો આપણે વાસનાઓના ગુલામ રહ્યા છતાં સ્વરાજ્યની ઇચ્છા કરીએ તો આપણાથી મોટો મૂર્ખ કોણ? ગુલામ અને સ્વરાજ્યનો સબંધ જ શું? જેઓ વાસનાઓના ગુલામ રહીને વિચાર શક્તિને તિલાંજલિ આપે છે, તેઓ લાખો દુઃખોને ખમ્યે છતા પણ સફળતા મેળવી શકવાના નથી જેઓ ગંભીરતાથી સ્થિર ચિત્ત થઈને કામ કરવા મંડે છે અને દુષ્ટ ભાવનાઓને પાસે આવવા દેતા નથી, તેઓ જ સફળ નિવડે છે જે માણસ ધર્મને સાથે રાખી કામ કરે છે અને જેથી કરીને તે પ્રાણીમાત્રમાં ઉચ્ચકોટિનો ગણાય છે તો તેને સફળ થવામાં કોઇ પણ શક્તિ અટકાવનાર હોતી નથી જો માણસ વિચારને કોરે મુકી ઉત્તેજનથી કામ કરે છે તો, પહેલાતો તે સફળ જ કેમ થાય? અને જો થાય તો તેનો વ્યાજબી ઉપયોગ કરી શકતો નથી, જેથી તે મેળવેલુ લાભદાયક હોવા છતા હાનિકારક થઇ પડે છે અને ગતમા નષ્ટ થઈ જાય છે, હરકોઈ જાણે છે કે હિન્દ કંઈ હમેશથી જ પારકા શાસનમાં નથી, કોઈ કાળે અહીં પણ સ્વરાજ્ય હતુ એટલે આપણે આપણા જ દેશ ઉપર શાસન કરતા હતા એટલુ જ નહિ પણ બીજા દેશોમાં પણ આપણુ જ શાસન હતું મહાભારતના યુદ્ધમા ઇરાનના રાજાની હાજરી, અર્જુનનું અમેરિકાની રાજકન્યા ઉલોપી જોડે પરણવુ વગેરે પૂરતા દાખલાઓથી અનુમાન થાય છે કે કોઈ કાળે આપણને એવુ સ્વરાજ્ય પ્રાપ્ત હતુ કે જેથી કરીને આપણો દેશ બાહ્ય આક્રમણોથી સુરક્ષિત હતો જે બુરાઇઓ આજે યુરોપના સ્વરાજ્યપ્રાપ્ત દેશોમા મળી આવે છે, તે મહાભારતથી પૂર્વે અહિં નહતી. જે ભય યુરોપના બાદશાહોને અંગરક્ષક સેના રાખવાને ફરજ પાડે છે, એનું અહીં ચિન્હ સુદ્ધા નહતુ. જે બંબના ગોળા યુરોપના બાદશાહોની હત્યાના ઉપયોગમા આવે છે તેના અહીં સ્વપ્નામાં

પણ દર્શન ન થતા, તો પછી થયું શું કે આપણે આ દશાએ પહોંચ્યા ? જે કારણે આપણને ઉન્નતિની પરાકાષ્ઠાના ને શિખરથી પાડી આટલી અવનતિએ આણ્યા, શું તે કારણની હયાતી રહ્યા છતાં આપણને સ્વરાજ્ય પ્રાપ્ત થશે ? અને તેના મળવાથી, શાંતિની સ્થાપના થશે ? કહેવું જોઇએ કે એ તો ભ્રમિત ચિત્ત મનુષ્યના વિચાર છે હિન્દના હાથથી પહેલાનું પ્રાપ્ત રાજ્ય કેમ ગયું ? એના કારણોની તપાસ કરતાં ચોક્ખું કહેવું પડે છે કે યોગ્યતાના નાશથી. જે મનુષ્યની સાધન પ્રક્રિયા નષ્ટ થઈ જાય છે તે પારકો ગુલામ બને છે અહીં પ્રશ્ન થાય છે કે તે યોગ્યતા શી વસ્તુ છે ? જે વસ્તુ જેવી હોય તેને તેવી જ સમજવી, લાભદાયકને લાભદાયક અને હાનિકરને હાનિકર સમજવા જે કામ આપણા યોગ્ય છે તેને યોગ્ય અને જે અયોગ્ય છે તેને અયોગ્ય જ સમજવું, યથાર્થ સ્થિતિને યથાર્થ અને ઉચિત વિચારને ઉચિત સમજવો તેમ અનુચિતને અનુચિત સમજવો એનું નામ યોગ્યતા, એની અંદર સ્વતંત્રતા તો છે જ જેમાં અમે વિવશ છીએ તેને પોતાના અધિકારથી બહારનું વિચારી લઇને વસ્તુ સ્થિતિનો વિચાર કરવો જોઇએ કે જે આપણને હાનિથી બચાવી લાભને પ્રાપ્ત કરાવી શકે.

મહાભારત સુધી આ પરીક્ષા આ દેશમાં રહી, ત્યાંસુધી શાન્તિ પણ સચવાઈ, પણ જ્યારથી એ પરીક્ષણબુદ્ધિ ઓછી થતી ગઈ ત્યારથી જ દેશ વિનાશને પ્રાપ્ત થતો ગયો. સૌથી પહેલાં પાંડવોએ જે મંદિર દિલ્હીમાં બનાવ્યું તેમાં કારીગરોએ એવી રચના કરી કે જેથી પશુ પક્ષી તો શું, માણસને પણ એટલો ભ્રમ થયો કે જળને સ્થળ અને સ્થળને જળ સમજવાની ભ્રમણા થઇ. ભ્રમમાં નાખનાર મંદિરે હસ્તિનાપુરના દુર્યોધનને ભ્રમમાં નાંખ્યો, સ્થળને પાણી સમજી વસ્ત્ર ઉંચાં કર્યાં, અને જળને સ્થળ સમજી ત્યાં પડી ગયો આ

ભ્રમોત્પાદક દૃશ્યથી દ્રૌપદીને હાસ્ય ઉત્પન્ન થયુ તેણીએ "અરે આંધળાના આંધળા" કટુ શબ્દો ઉચ્ચાર્યાં, જેનુ ફળ થયુ મહાભારત. તે વેળા દુર્યોધને વિચારપૂર્વક કામ કર્યું હોત તો ઘોર મહાભારત ન થાત, પણ તેને તો પોતાના બળનો અને પોતાના સો ભાઈઓ હોવાનો અતિ અભિમાન અને વિશ્વાસ હતો તેને ભીષ્મ, કર્ણ અને દ્રોણની સહાયતા ઉપર પણ જબરજસ્ત મદ હતો તે પાંડવોની હસ્તીને હિચકારતો તેને આ બનાવ કોઈ પણ રીતે સહન થઈ શકયો નહિં તેનો મગજ, ધનબળ અને જનબળના પ્રમાદથી નષ્ટ જેવો થઈ ચૂકયો હતો જ્યારે તેને કોઈ વડીલ સમજાવવા જતો ત્યારે તે કહેતો "હુ ધર્મને જાણુછુ પણ મારી પ્રવૃત્તિ તેમાં નથી. એટલે કરતો નથી હુ પાપને જાણુછું પણ તેને છોડી શકતો નથી કોઈ દાનવ મારા ચિત્તમા પેઠેલ છે જે ભણી તે પ્રવૃત્ત કરે છે હું તેમ જ કરૂછુ" શુ એક સનાતન વૈદિકધર્મી વ્યક્તિના આ શબ્દો આ વાતને જાહેર નથી કરતા કે વિનાશ કાળના કારણે તેને ક્રોધ થઈ ગયો હતો, જે ક્રોધે કરી તેની બુદ્ધિ નાશ પામી હતી પ્રત્યેક સનાતન વૈદિકધર્મી એ જાણે જ છે કે જીવ કરવામા સ્વતત્ર ને ભોગવવામાં પરતત્ર છે દુર્યોધનનું એ પ્રમાણે પોતાને પરતત્ર કહેવુ જાહેર કરે છે કે તેની બુદ્ધિ નષ્ટ થઈ ગઈ હતી. અગર તે પોતાના દુષ્ટ વિચારોને લજ્જાને લીધે જાહેર કરવા માંગતો નહતો. તેના આવા બુદ્ધિનાશે જ્યારે સર્વ શક્તિઓ હોવા છતા પણ સફળતા ન મેળવી ત્યારે શુ આપણે પ્રયત્ન વગર કોઈ પણ રીતે સ્વરાજ્ય પ્રાપ્તિ કરી શકીશુ ? અને જો સ્વરાજ્ય મળે તો શુ સુખ અને શાન્તિ મેળવી શકીશુ ? જ્યારે કે તેવા યુરોપથી જ સ્વરાજ્યનું શિક્ષણ મેળવી રહ્યા છીએ જ્યાં કે, સ્વરાજ્ય પ્રાપ્તિમા પણ શાંતિલાભ ન થયો એને વાસ્તે કોઈ શંકા નથી જડતી. હા, એ તો જોઈએ છીએ કે જેટલી, 'સેલ્ફ ગવર્નમેન્ટ' આપણને

મળી હતી તેનો આપણે યોગ્ય રીતે ઉપયોગ કરી શક્યા નહિ. જ્યારે સુધરાઈ સંબધી વ્યવસ્થામા પણ વિશ્વાસને સ્થાન નથી, વળી હંમેશ નવા ઉત્પાત જ થયા કરે છે. નેશનલ કૅાંગ્રેસમાં કજીઆ અને ઉપદ્રવો થયા, આર્યસમાજમા પણ એમ જ થાય છે, આપણા એવા કોઈ પણ કામ નથી કે જ્યા સત્યને પૂર્ણ અવકાશ હોય. આવી અલ્પ-શક્તિમા તો આપણી આ દશા છે તો સ્વરાજ્ય મળે શી દશા થવાની ? માટે જ. **શાંતિની સ્થાપના માટે યોગ્યતાની જરૂર છે.** જ્યારે યોગ્યતાથી કામ થશે ત્યારે દેશમા એની મેળે જ એવી શક્તિ આવશે કે સ્વરાજ્ય એની મેળે ઘેર આવે જે માણસોએ લઢી વઢીને સ્વરાજ્ય મેળવ્યુ છે તેમને હજુ પણ ભયરોગ લાગુ છે હંમેશ વિપ્લવ અને ઉપદ્રવ થાય છે, જો યોગ્યતાથી સ્વરાજ્ય મેળવાય તો કદી પણ ઉપદ્રવ, વિપ્લવ અને અશાંત ન થાય.

**પ્રશ્ન**—યોગ્યતાથી કેવી રીતે સ્વરાજ્ય પ્રાપ્ત થઈ શકે છે ?

**ઉત્તર**—પહેલાં તમે સ્વરાજ્યના અધિકારી બનો ત્યારે સ્વરાજ્ય એની મેળે મળી રહેશે કેમકે યોગ્ય પુરુષનો અધિકાર અને શક્તિ કોઈ પણ લઇ શકતુ નથી.

**પ્રશ્ન**—આપણે શુ સ્વરાજ્યના અધિકારી નથી ? આપણામા તો મોટા મોટા લાયક માણસો છે ?

**ઉત્તર**—આપણે તો શુ ? પણ જે યુરોપવાળાઓ પાસે આપણે શીખ્યા છીએ તે પણ સ્વરાજ્યને લાયક નથી. જો તેઓ સ્વરાજ્યને લાયક હોત તો સ્વરાજ્ય મળ્યાથી તેમને શાંતિ મળત, એથી સ્પષ્ટ છે કે તેઓ સ્વરાજ્યનો લાભ લઈ શક્યા નહિ, જેવી રીતે સારી પાચનશક્તિવાળાને ભોજન પચી જાય છે, અને જે ભોજન કરવા લાયક નથી તેના પેટમા પીડા થાય છે તે જ રીતે જેઓ સ્વરાજ્ય અને શાંતિને યોગ્ય છે તેમને સ્વરાજ્ય અને શાંતિ મળે છે

અને જેઓ યોગ્ય નથી, તેઓ તો ભયભીત જ રહ્યા કરે છે જ્યારે યુરોપનો પ્રત્યેક દેશ ભયરોગથી ગ્રસ્ત થઇને પોતાની જ શક્તિને નાશ કરનાર શસ્ત્રાસ્ત્ર તૈયાર કરવામા મંડી રહેલ છે ત્યારે કેમ કરી માણસ એ સ્વીકારી શકે કે સ્વરાજ્ય શાંતિને યોગ્ય છે.

પ્રશ્ન—સ્વરાજ્યના અધિકારી થવાના શો ઉપાય છે?

ઉત્તર—પરમાત્માએ પ્રત્યેક જીવને પરીક્ષાના અભ્યાસ રૂપ થોડુંક રાજ્ય આપ્યુ છે જેઓ આ પરીક્ષામા પાર ઉતરી શકે તેઓ જ રાજ્ય મેળવી સુખી થઇ શકે, અને નાપાસ થવાની દશામાં રાજ્ય મળતા આવ તેથી પીડા જ થય છે

પ્રશ્ન—પરમાત્માએ આપેલુ તે નાનું રાજ્ય શુ છે?

ઉત્તર—શરીર એક નાનું નગર છે, જેમા સ્વરાજ્ય છે. મન મંત્રી છે ઇન્દ્રિયો વગેરે સવ પ્રજા છે જો જીવાત્મા એમને ઠીક નિયમની અંદર ચલાવી શકે તો તે ખરેખર સ્વરાજ્યને યોગ્ય છે. તેના રાજ્યથી કોઇને હાનિ ન પહોચે, અને એ પ્રત્યક્ષ છે કે જે માણસ પોતાની ઇન્દ્રિયો ઉપર શાસન કરી શકતો નથી તે કુટુમ્બ ઉપર અધિકાર જમાવી શકતો નથી. જે મનુષ્યનુ મન પોતાના અધિકારમાં રહી શકતુ નથી તેની ઇન્દ્રિયો અધિકાર બહાર રહે જ. ત્યારે તેના બચ્ચા, ચાકર પણ અધિકાર બહાર રહે જ. માટે એમ જ સમજવુ કે જે પોતાની ઇન્દ્રિયોપર શાસન કરી શકે છે, મનને વશ રાખી શકે છે તે જ પોતાના કુટુમ્બ ઉપર શાસન કરી શકે છે, તે જ પોતાના મહોલ્લા ઉપર શાસન કરી શકે છે. તે જ માણસ આખા ગામપર શાસન કરી શકે છે, તે જ તાલુકા ઉપર. એ રીતે સ્વરાજ્યની પરીક્ષા માટે ઇન્દ્રિયો તથા મન ઉપરનુ શાસન જરૂરનુ છે ત્યારે આપણે જોઇએ છીએ કે આપણ પહેલા

ભાગ લેનારા ઇન્દ્રિયોને વશ થઈ યોગ્યતાથી વિરુદ્ધ કામ કરી નાખે છે, ત્યારે કેમ માની લેવાય કે તેઓ સ્વરાજ્યને યોગ્ય અને અધિકારી છે ?

પ્રશ્ન—આગેવાનોએ યોગ્યતાનાં કેવાં કામ કરવાં જોઈતાં હતાં ?
ઉત્તર—તેમણે જોવું જોઈતું હતું કે આપણો દેશ હાલ સ્વરાજ્યને યોગ્ય છે કે કેમ ? કેમકે દેશ આખો જ્યાં સુધી તેમની ઘોષણા સાભળવાને યોગ્ય નથી, જેની કે તેઓ વકીલાત કરે છે તે પ્રજાને ખબર સુદ્ધાં નથી કે અમારા અધિકારો શા છે વાદી પોતાના દાવાથી અજ્ઞ છે ત્યારે વકીલને તે શું સહાય કરી શકશે ? પહેલું કામ હતું કે દેશ આખાને આ ઘોષણા સાભળવા યોગ્ય બનાવવામા આવત ઘોષણા બે રીતે આપી શકાય છે ! લેખી અને મૌખિક, બન્ને રીતને માટે કંઈ પણ ભાષા જાણવાની જરૂર તો છે જ, જેના વાસ્તે સામાન્ય પ્રજામા શિક્ષણ પણ જરૂરનું હતુ, પણ આપણા સ્વરાજ્ય ચાહનારાઓએ એ કામને પૂર્ણ કર્યું નહિ જો કે તેમણે મોટા મોટા ભોગ આપ્યા, પણ ઋતુ વિરુદ્ધનુ બીજ ગળીને પણ ફળ આપતુ નથી જો કે નિયમ એવો છે કે જે ગળે છે તે ફળે છે, પણ એમ પણ નિયમ છે કે બીજ જમીન ઉપર રહીને ગળતું નથી તેમ જ ઋતુ વિરુદ્ધ પણ ગળીને ફળ આપતું નથી ' માટે જ્યા, દેશભક્તિ અને બલિદાનની પ્રતિષ્ઠા સ્થાપવાની હોય છે ત્યા યોગ્ય કામના અને યોગ્યતાના અભાવે મુકવુ જ પડે છે. પ્રશ્ન—શુ આપણા દેશમા પુરતુ શિક્ષણ નથી ! જેટલા કેળવાએલા છે તેઓ પ્રયત્ન કરતા રહે તો ઘણું કામ થઇ શકે ઉત્તર—જો કેળવાએલો વર્ગ કામ કરવા મંડે અને બાકીના લોક જેમના ઉપર કે સમસ્ત માણસોનુ જીવવાનું રહે છે, તેમ જેઓ વસ્તી ગણત્રીમા ૯૭ સેકડે છે તેમના જુદા રહેવાથી શુ કામમાં સાફલ્ય મળી શકશે ? એ તો સામાન્ય નિયમ છે કે જ્યાં સુધી સંપૂર્ણ અર્થી (વાદી) મળીને દાવો ન કરે ત્યા લગી મુક-

રહ્યામા સફળતાની આશા પણ નથી. એ જ ભૂલનુ તો આ પરિણામ છે કે થોડાક આગેવાન તો કારાગ્રહમા ગયા ત્યારે કેટલાક યૂરોપ તરફ ન્હાસતા દેખાય છે શુ છુપી પોલીસના માણસો આપણા ભાઇ નથી ? અને પોલીસવાળા પણ શુ આપણા ભાઈ નથી ? અહીંઆ સ્પષ્ટ છે કે સમગ્ર લોકસમુદાય સ્વરાજ્યની વિરુદ્ધ છે જ્યારે પ્રતિવાદી સાથે સેકડે ૯ પણ વાદી શામેલ હોય ત્યારે સેકડે ૩ વાદી પોતાના અધિકારને કેમ કરીને મેળવી શકે છે ? જ્યારે કે પ્રતિવાદીને એવી પણ ખાત્રી છે કે આ સેકડે ૩ પણ વાદી યોગ્ય નથી, અને આ બધુ કામ યોગ્યતા વિરુદ્ધ છે.

પ્રશ્ન—કેમ જાણી શકાય કે સ્વરાજ્ય ચાહનારા અધિકાર પ્રાપ્તિની યોગ્યતા નથી ધરાવતા ? ઉત્તર—પહેલા તો યોગ્યતાનો તે પ્રથમ પુરુષ છે જે સમગ્ર ધર્મો ( મતો ) ને એક કરી આપે, અને સર્વને શિક્ષણ આપી યોગ્ય બનાવી આપે, જેથી કરી કોઇ પણ હિંદવાસી પરસ્પર દુ ખ ન આપે કેમકે દરેક હિંદવાસી પોતાની પ્રતિજ્ઞા (દાવા) નો અર્થી હોય છે, પરંતુ અહીં તેથી ઉલટુ છે. પ્રશ્ન—એ સિવાય શુ બીજી પણ કંઇ યોગ્યતા છે ? ઉત્તર—કેટલાક આપણા અધિકાર આપણા જ હાથમાં છે, જે આપણી બેદરકારીને લીધે નષ્ટ થઇ રહેલ છે, અને કેટલાક શાસકના હાથમાં છે આપણે શાસક પાસેથી તો અધિકાર માગીએ છીએ પણ જે પોતાની જ ભૂલથી નષ્ટ થઈ રહ્યા છે તેની વ્યવસ્થા માટે કંઇ પણ પ્રયત્ન નથી કરતા. પહેલાં તો—આવી અયોગ્યતાની હાલતમાં શાસક આપણને અધિકાર આપે જ કેમ ? અને જો તે આપે તો તો આપણા જ હાથના અધિકારની માફક તે પણ નષ્ટ થયા કરે. પ્રશ્ન—તે ક્યા અધિકાર છે જે આપણા જ હાથના હોઈ નષ્ટ થઇ ગયા છે ? ઉત્તર—અગ્રેજ શાસકોની કુલ આવક એક અબજ ત્રીસક્રરોડ છે, જ્યારે હિંદવાસી-

ઓનુ દાન એથી વધી જાય છે, જે કે હિંદના ૨ કરોડથી વધારે માણુ-સોને નકામા બનાવી રહેલ છે જો આગેવાનો આ દાનપ્રથાને સુધારી લેત તો તે દાન હિંદ આખાને મફત શિક્ષણ આપવા પૂરતુ હતુ, પણ એ દિશામાં કોઇએ વિચાર સુદ્ધા કર્યો નહિં માત્ર આ એક દાનના સુધારાથી હિંદની શક્તિ હજી લગીમા ઘણીએ વધી જાત, કેમકે ૩ કરોડ જનતા ભિક્ષા માગી સમય ગાળે છે અને દેશના સદાચરણને નષ્ટ કરી રહેલ છે એમ જે દાન પુણ્યમા પાલનપોષણ માટે અપાય છે તે-લગભગ એક અબજ ત્રીસકરોડ-શિક્ષણમા ખરચી શકાય તેમ છે એ સિવાય જ્યારે તેત્રીસકરોડ માણસો હાથકામ વડે ધનોપા-ર્જન કરવા મડે તો દેશને વાર્ષિક ત્રણુ અબજ સાઇઠ કરોડ રૂપી-યાનો લાભ સ્હેજે થાય તેમ છે. આમ સ્હેજે ૫ અબજ ૪૦ કરોડ રૂપીયા વાર્ષિકનો લાભ થાય. જે દેશમા તેત્રીસકરોડ માણુસ હોય તેને જો વિદ્યા અને બુદ્ધિથી વ્યવસ્થિત કરવામાં આવે તો સ્વરાજ્ય મળવુ તો શુ, સમગ્ર સંસારની અંદર એક અનુપમ શક્તિ જામી શકે. પ્ર૦—જ્યાંસુધી પોતાની ગવર્નમેંટ ન હોય ત્યાંસુધી દાનનો સુધારો કેમ સભવે, જનતા ઉપર સાધુ બ્રાહ્મણોની સારી છાપ છે અને તેમની વસતી પણ ઠીક છે ઉત્તર—એ તો યોગ્યતાની ખામી રહી જે આગે-વાનોના કહેવાથી લોકો દાનમાં ફેરફાર ન કરી શકે તેમના કહેવાથી જીવન-ધન બલિદાન આપનાર ક્યાંથી નીકળી શકે ? પણ જો યોગ્યતાથી કામ લેવાય તો આ કંઈ મોટી વાત નથી પ્રશ્ન—યોગ્યતાથી કેમ કરીને લઈ શકાય છે, જેથી કે દાનમા ફેરફાર થઈ શકે. અર્થાત્ ઘણુ એ સુધારી જશુ ? ઉ૦—એ કામને ઉતાવળે તો કોઇ પણ કરી શકતુ નથી ગંગાના પ્રવાહને જો કોઇ એકદમ જ અટકાવવા માગે તો તે એકદમ અટકી શકતો નથી.પણ ધીરજથી જેમ નેહરો કાઢીને

ને જ પ્રવાહને અટકાવ્યો છે તેમ દાનને બીજી દિશાઓમાં લઈ જવું જોઇએ. એટલે પ્રજા આગળ એવી પદ્ધતિનાં દાન મુકવાં જોઇએ કે તેને પહેલાના કરતાં વધારે પસંદ પડે, તો સ્હેજે દાનમાં ફેરફાર થાય. પ્રશ્ન—આપણે તો લાંબી મુદતથી, ધીરજથી સાંથી ઉત્તમ કામ શિક્ષા તરફ દાનને વાળવા મથ્યા પણ આશાના પ્રમાણમાં સફળતા મળી નહિં ઉત્તર—આપણે એ પણ યોગ્યતાથી ન કર્યું, જો એને પહેલાના કરતાં સારા રૂપમાં મુક્યું હોત તો મોટો ફેરફાર થાત, અને હિંદની દશામાં મોટો સુધારો થાત જેમ ઝાડના મૂળમાં ન્હાની કાકરી પણ આવી ને તેની વૃદ્ધિને અટકાવે છે તેમ લેશ પણ અયોગ્યતા અને સ્વલ્પ પણ સ્વાર્થ આખા પ્રયત્નને નષ્ટ કરી મુકે છે, બસ, આપણી નિષ્ફળતા જ સત્કૃત વાણીની હાનિ કરી શાન્તિથી છેટે રાખે છે.

પ્ર૦—આપણે કયો સ્વાર્થ સાધ્યો, ને શી અયોગ્યતા બતાવી, ઘણુ વિચારીને કર્યું છે ને ઉ૦—જરૂર આપણે ઘણુ વિચારીને કર્યું છે છતાં આપણી સમજ હિંદના હ્રદયને બદલેન્તી નથી આવતી, જેથી દાનીના હૃદયમાં શ્રદ્ધા ઉપજે તે દાન પ્રણાલિકાને સુધારી શકાય તે તો પાશ્ચાત્ય વિચારોને અનુસરતી છે, એથી કેળવાએલો વર્ગ જે નજીવુ જ દાન આપે છે, માત્ર તેના ઉપર પ્રભાવ પડે છે પણ જેને ખરા દાની કહીએ, જેને આ ત્રણ કરોડ ભિક્ષા લેનાર હળે મળે છે, તેનાં ઉપર આપણા કામની કંઇ અસર થતી નથી. જેમ ગંગાપ્રવાહને અટકાવવા લંડનમા બેઠા બેઠાં કામ થઇ શકતું નથી, પણ ગંગા પાસે આવી ને જ પ્રવાહને અટકાવી શકાય છે તેમ પાશ્ચાત્ય વિચાર પ્રમાણેની શિક્ષાની દુકાનો ઉઘાડી હિંદનો દાનપ્રવાહ ફેરવી શકાય નહિ, પણ ધર્માનુકૂલ અનાથોને મફત શિક્ષા આપી પ્રવાહને વાળવો જો-

ઈએ જ્યા લગી દાની આગળ એ સિદ્ધ ન કરી દઈએ કે દાનનો પૈસો વધારે ધર્મકાર્યમાં લાગશે ત્યા લગી દાનપ્રવાહ આપણી તરફ ફરી વળે નહિં પ્ર૦—આપણે અનાથાશ્રમો ઉઘાડયા, ત્યા શિક્ષણ અને ભોજનવસ્ત્ર આપીએ છીએ એમા આપણો શુ સ્વાર્થ ? ઉ૦—બેશક, એમ થવાથી આપણા પ્રત્યે લોક લાગણી પણ વધી છે, પણ શુ આપણામાથી કોઈ પણ આગેવાન ખગ દિલથી છાતી ઠોકી કહી શકે છે કે આપણી જાતિ નેશન) ના તે બાળકોને પોતાના ઘરના બાળકોની જેમ સમજીએ છીએ ? જ્યારે પોતાના બાળકોને માજીસ્ટ્રેટ, વકીલ બેરિસ્ટર બનાવવા યત્ન કરીએ છીએ ત્યારે અનાથોને માત્ર સામાન્ય હાથકામ શીખવી પેટ પોષણ લાયક જ બનાવીએ છીએ પ્ર૦—શુ એમાં નેતાઓનો દોષ છે ? જનતાનો નહિ જે તે પ્રમાણમા દાન આપતી નથી ? ઉ૦—ખરી રીતે દોષતો નેતાઓનો જ છે જેમ મા બાપ બાળકના શિક્ષણમા ખરચ ઓછુ કરી પૈસા ભેગા કરવા ચાહતા નથી પણ તેમની ઉચ્ચ કેળવણીને અનુકૂલ જરૂરીઆતો પુરી પાડીને જે કઈ બાકી રહે છે તે જમા કરે છે. પણ અનાથાશ્રમ જેવી સસ્થાઓ માટે જેટલો સ્થિર કોષનો વિચાર થાય છે તેટલો અનાથોને યોગ્ય બનાવવા માટે નહિ, જો અનાથોને જાતિના બાળક માન્યા છતા તેમની સાથે ઘરના બાળકોની જેમ વર્તવામાં આવત તો જનસાધારણ ઉપર એ ધાર્મિક ભાવનાવાળા કાર્યની છાપ પડ્યા વગર રહેત નહિ, પણ જનસમૂહ તો જાણે છે કે નેતા વર્ગ પોતાના બાળકોની જેમ જાતિના બાળકોની સભાળ લેતો નથી. જો પરોપકારી યોગ્ય નેતાઓ હોત તો એ સવાલનો નીકાલ જરૂર થાત.

પ્ર૦—આપણા તો એક બે બાળક હોય છે. તેમની સારી કેળવણી મેળવે છે પણ જ્ઞાત નિર્ધન છે, તેના બાળક વધારે હોય

તો નેતાઓ કેમ કરી તેની વ્યવસ્થા કરી શકે છે ? ઉ૦—જો જાતિના બાળકો વધારે છે, તો તેનો રક્ષક પણ એક, બે નથી. એન્જીન ડબ્બાઓ સાથે સયુક્ત રહી ચાલે છે તે જો પોતાની ગતિથી રહિત થાય તો ડબ્બાઓની પણ ગતિ બધ પડેજ. જો એમ જ નેતાઓ જાતિના બાળકોને પોતાના બાળકોની પેઠે ચલાવે તોજ જનસમૂહ સાથી રહેશે નહિ તર ભિન્ન જ રહેવાનો પ્ર૦—જો આપણે એમ પણ કરીએ તો શુ દાનપ્રવાહ ફેરવાશે ? કેમકે દાન લેનાર તો પોતાના ય ાથી પાછા હઠશે નહિ ઉ૦—જો સ્વાર્થને બાજુએ મુકી સત્ય હૃદયથી પુરુષાર્થ કરવામા આવે તો સફળતા કઇ મોટી વાત નથી પણ આપણો સ્વાર્થ અને અયોગ્યતા જ અહીં તો નડે છે જ્યારે આપણુ દાજ ચોખ્ખુ, સત્ય, અને સ્વાર્થતા, અયોગ્યતા વગરનુ હશે અને દાન લન રાઓના વૃત્તિ જાહેર થશે ત્યારે જનસમૂહનુ આપણા તરફ વળવુ ફરજીઆત જ સમજવુ, અને આપણો પ્રયત્ન હોવા જોઇએ કે તે દાનથી પુષ્ટ થનારાઓને પણ કઇ પણ ઉચિત કામને યોગ્ય બનાવી દેવા કેળવણી પામલ સાધુ, બ્રાહ્મણોને મફત કેળવણી આપનારી સસ્થાઓમા અધ્યાપનનુ કામ આપીએ તેમને પ્રચારક બનાવીએ મતલબ કે તેમની પાસે ધર્મપ્રચારનુ કામ લેવુ, જેઓ કે દાનભોક્તા રહ્યા છે પ્ર૦—એથી શું લાભ થશે, એથી તો તેમનુ ગુરુત્વ કાયમ રહેશે આપણે તો તેમનું દાન જ બધ થવા ચાહીએ છીએ ઉ૦—એજ તો અયોગ્યતા. હાલ તેઓ દાનનો ઉપભોગ કરે જ છે પણ જો શિક્ષણ આપી ઉપભોગ કરે તો માસ્તરો રાખી ખરચાતા પૈસા સિલકે રહે અને તેમનાથી પ્રચારનુ કામ પણ લઇએ તો દાનીઓ પણ આપણા વિચારના થાય જ. આપણો ઉદ્દેશ તો સુધારો છે નહિ કે તેમની ગુરુતાની સામે

જુએલ. આપણે સ્વાર્થ ત્યાગી કામ કરીએ તો સફળતા હસ્તામળકવત્ છે. પ્ર૦—સ્વાર્થને છોડવાની વાત વખતોવખત કહેવાનું કારણ ' કઈ સ્વાર્થતા સિદ્ધ થાય છે ? ઉ૦—સ્વાર્થ જ તો આજ લગીનું મોહ વિઘ્ન છે. એ કેમ પાલવે કે પૈસો તો આપે જનસમુદાય અને અધિકાર ભોગવીએ આપણે (નેતા વર્ગ) જો અધિકારીપણુ છોડી ગામડે ગામડે શિક્ષણાલય સ્થાપીએ, પ્રચાર માટે સાધુઓ ., શિક્ષણ માટે બ્રાહ્મણોને યોજવામાં આવ અને દાનભોગી જાતિયા ઇતરને ઉંચા હાથકામ, ખેતી, વ્યાપાર, રાજ્યવ્યવસ્થા વગેરે કામ સોંપીએ અને ક્રમે-ક્રમે અતરદ્વેષોને મટાડવા યત્ન કરીએ તો દેશની દાનભાવના સહેજે બદલી શકાય. અને ઘણો ભા કામ માટે ઉપયોગી થઈ પડે. શાસક જોડે પણ સહયોગ રાખી લભ લેવો જોઇએ તે એ જ કે એક નિશ્ચત નિયમ થ . જા એ કે કોઈ પણ મ ણસ ૨૫ વર્ષથી ઓછી વયે સાધુ ન થાય, તમ અભણ સાધુઓ છોકરાઓને ભરમાવી સાધુ બનાવી શકે નહિં ત્યારે એ દોષ દૂર થઇ શકે છે. જેથી ભવિષ્યમાં ઘણા જ થોડા પ્રમાણમા સાધુઓ થશે. અને હાલના સાધુઓને સુધારી લેવાય ત્યાર દેશને મોટો લભ થઇ પડશે, આ વિચારના પ્રચાર માટે સાધુઓને જ તૈયાર કરી શકાય તેમ છે

પ્ર૦—શુ ત્યારે હિંદ સ્વરાજ્યપ્રાપ્તિ માટે યોગ્ય થઈ જશે આપણને તો લગે છે કે જ્યા લગી હિંદના બચ્ચા બચ્ચાના હૃદયમાં જાતીયભાવના (નેશનાલીઝમ) પ્રવેશ પામે નહિ ત્યા લગી સ્વરાજ્યપ્રાપ્તિ અસંભવ છે જેટલા દેશોએ સ્વરાજ્ય મેળવ્યુ છે, તે જાતીય ઉત્તેજનાથી જ અમેરિકા વગેરેના દાખલાઓ પુષ્કળ છે જ ઉ૦—હં એ ડહાપણ નથી, મતલબ કે દરેક પ્રકારની ઉતેજના તો અંધા લેખાશે નીતિ કાશલ તો કહે છે કે દેશકાર્ય કરનારાઓ હમેશા જાણવુ જોઇએ કે ( ૧ ) કાળ કેવો છે ( ૨ ) મિત્ર કોણ છે. (૩) દેશ કયો છે.

(૪) આવ વ્યય શુ છે (૫) હું કોના આધારે છુ (૬) મારી શક્તિ શુ છે જે એ બાબતો ઉપર વિચાર કર્યા સિવાય કામ કરે છે તે નેતા અયોગ્ય છે બુદ્ધિમાન્ શત્રુ કરતા મૂર્ખ મિત્ર ઘણો ભયાવહ હોય છે પ્ર૦—કાળ એટલે ? તે તો જડ છે. તેનાથી કામનો શો સબધ ? ઉ૦—જો કોઇને વાવણી કરવી છે, તો તેને કાળજ્ઞાન જરૂરનુ છે કુસમય (ઋતુ વિરુદ્ધ) વાવેલુ ફળ નથી આપતું. દેશ સબધી કાર્ય માટે ચાર પ્રકારનો કાળ હોય છે ૧—તૈયારીનો, ૨—વિજયનો, ૩—વ્યવસ્થાનો, ૪—શણગારનો, એ પૈકી જેવો સમય હોય તેવુ કામ હાથ ધરવુ જોઇએ જેઓ તૈયારીના કાળમાં વિજય પ્રાપ્ત કરવા ચાહે છે તેમ જેઓ વિજયના કાળમાં વ્યવસ્થા કરવા માગે છે તે મોટા ભ્રમમાં છે તેમ જેઓ વ્યવસ્થા કાળમા શણગાર આરભે છે તેઓ પણ પ્ર૦—ત્યારે કઈ રીતે કામ કરવુ જેથી સફળતા મળે ? ઉ૦—સૌથી પહેલા તૈયારી કરવી જોઇએ જ્યારે તે પુરી થઈ જાય ત્યારે વિજય આરભવુ જોઇએ, અને જ્યારે તે પૂર્ણ વિજય થઇ જાય ત્યારે વ્યવસ્થા કરવી તે થયા પછી શણગાર યોગ્ય ક્રમે ગણાય. એ નિયમોના ઉલ્લંઘનથી તો દુખજ નીપજવાનુ છે પ્ર૦—કોઈ દાખલાથી સમજાવશો કે સફળતા માટે તૈયારીની આવશ્યકતા ક્યાં હોય છે ઉ૦—ઋષિ દયાનન્દ સમગ્ર ભૂમડળના મતોને એક વૈદિક કરવા માગતા હતા. તેમણે યત્નો કર્યા, વૈદિક ધર્મપ્રચાર માટે તૈયારી કરી. લોકોએ સ્વય વિદ્યાવડે વેદાર્થ વિચાર્યા, દેશમા વૈદિકધ્વજ ફરકાવ્યો. હજી તો વિજયકાળ નહતો. કેમકે સમગ્રપ્રસાર તો શુ હિંદ આખાએ વૈદિકધર્મ તો ઝાલ્યો નહતો તેટલામાં તો જે આર્યસમાજે ઋષિના કર્તવ્યનું બીડુ ઝડપ્યુ હતુ, કે જેનું કર્તવ્ય જ વિજયકાર્યને આગળ ધપાવવાનું હતું, જ્યાં લગી વૈદિકધર્મ સમગ્ર સસારમાં, નહિ તો કમીમાં કમી સમગ્ર

ભારતમા પ્રસરી જાય, પણ તેણે તો ઋષિનો દેહાવસાન થતા જ શણગાર આરંભ્યુ. વિજયના બાદી શણગા ી દીધી ત્યારે તો જાણે આર્ય-સમાજની પ્રગતિ જ બંધ પડી, પસારમા કોઈપણ વસ્તુ એક દશામા રહેતી નથી, જ્યારે ઉન્નતિ અટકી ત્યારે અવનતિ જરૂરની હતી જ પ્ર૦—શુ તૈયારી કરીને જ સ્વરાજ્યનો કાર્યારંભ કરવામા આવ્યો નથી ? ઉ૦—ન જ તો સ્વરાજ્યની શક્તિ ઉત્પન્ન થઈ અને ન જ દેશ આખાને ઘોષણા સાભળવા યોગ્ય કર્યો ન જ દેશ આખાને એકત્ર કરી એ કામનો ઉદ્દેશ પણ સમજાવવામા આવ્યો ત્યારે સ ળતા કેવી ? પ્ર૦—શુ આપણે દેશના એક ખુણેથી બીજા સુધી સ્વરાજ્યની ઇચ્છા ઉત્પન્ન નથી કરી, જ્યા જુઓ ત્યા તેની ચાહના વાળા મોજૂદ છે ? ઉ૦—પહેલી વાત તો એ કે હિંદમા સેંકડે ૭૫ થી પણ વધારે લોકો એવા હશે જેમણે સ્વરાજ્ય શબ્દના અર્થ પણ વિચાર્યા નહિ હોય. બલકે આ શબ્દો પણ સાભળ્યા ન હોય. એ વિચાર તો માત્ર તે ભાષણો સાભળનાર, વર્ત-માનપત્રો વાચનાર લોકો સુધી જ પહોચ્યા છે કેળવાએલાઓમા તે મતભેદ પણ છે પ્ર૦—જેટલા લોકોમા આ વિચાર ફરી વળ્યા છે તેટલા જ જો પોતાનુ કર્ત્તવ્ય કરે તો તેઓ શુ પુરતા નથી ? ઉ૦—તેઓ તો યોગ્યતા વગરના જ છે તેમની કોઇ વાત નક્કી જ નથી, વિચારી જોતા દેશમા અંગ્રેજ શાસકોના શુભેચ્છકો જ વધારે પ્રમાણમા છે, તેઓ સમજે છે કે શાન્તિમા જ આનંદ છે ધનિકોને તો શાન્તિ જ ગમે છે. તેમને સ્વરાજ્ય કરતા શાન્તિમા જ વધારે લાભ છે નોકર વર્ગની પણ એજ દશા. ધર્મપ્રચારના બ્યસનીને શાન્તિને જ પોતાનુ જીવન ગણે છે.

॥ ઇતિ. ॥

શ્રી ગુજરાત વિદ્યાપીઠે રાષ્ટ્રીય શાળાઓ માટે પાઠ્ય પુસ્તક તરીકે માન્ય

'હિંદી-ગુજરાતી-શિક્ષક' (ભાગ ૧) કીં., ૦-

હાલમાંજ બહાર પડી છે, જુઓ કેટલાક વિદ્વાનોના અભિ.

૧. હિંદી ભાષા તેના શુદ્ધ સ્વરૂપમાં વગર ગુરુએ શીખ આરંભમાં આ સારૂં પુસ્તક છે માર્ગોપદેશિકાની પેઠે-પણ ૨ ભમાં વ્યાકરણની કડાકૂટમા નાખ્યા વિના-ક્રમશ સહેલા અને વાકયોના [illegible] આણી મૂકય

.. છોટાલાલ નરભેરામ ભટ્ટ વડોદરા 'કેળવણી'ના માજી તંત્ર.

૨ ..પાઠમાળાને ધોરણે વાચકનો શબ્દ ભંડોળવધી તેને હિંદીની વાકય રચના વિષે સારી સમજ તમારા પુસ્તકથી મળી શકે તેમ છે

નન્દનાથ કે૦ દીક્ષિત. ચીફ઼એજ્યુ. ઇંસ્પે૦ વડોદરા.

૩ ..પુસ્તકની રચના ઘણી સરળ છે નાના બાળકો પણ સમજી શકે એવી છે ભાષાનું અને વ્યાકરણનું જ્ઞાન સહેલાઇથી થઇ શકે એવી ગોઠવણ કરેલી છે જેઠાલાલ ચી. સ્વામીનારાયણ, ગણિત મંદિર-આચાર્ય.

૪ લેખકને બન્ને ભાષા વચ્ચેના ભેદ બરાબર અવગત થયો થયો છે. ચોપડી પદ્ધતિસર લખેલી છે પ્રૌઢ વિદ્યાર્થીઓ ઘેર બેઠે લાભ લઇ શકે છે પાઠ્યપુસ્તક તરીકે પણ આ ચોપડી ચાલી શકે છે

દત્તાત્રેય બા૦ કાલેલકર આચાર્ય સત્યાગ્રહાશ્રમ સાબરમતી.

નવીન અને પ્રાચીન શિક્ષાપ્રણાલીનો તુલના' (મહાન સ્વા૦ દર્શનાનંદ લિખિત, કિંમત રૂ૦ ૦-૨-૦.

'ભગવદ્દત્તબહુનડળી,' બદાયૂં (વાયા, મથુરા) તથા મુંબાઈ અને ગુજરાતના બુકસેલરોને ત્યાંથી એ પુસ્તકો મળશે